# ગાયન ઉત્તેજક મંડળી.

## ગરબીઓનો જલસો ૩૮ મો.

૪૫૧૩

સનીવાર તા૦ ૮ મી નવેમબર ૧૮૯૦.

છપાવી પ્રગટ કરનાર

**કારોબાર મંડળી.**



મુંબઈ,
ન્હા. ર. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

સને ૧૮૯૦.

કીંમત ૭ આના.

૪૫૯૩

# ગાયન ઉત્તેજક મંડળી.

## ગરબીઓનો જલસો ૩૮ મો.

સનીવાર તા૦ ૮ મી નવેમબર સને ૧૮૯૦.

### ભાગ ૧ લો.

#### જંગલો માંડ—ગરબી ૧ લી.

પ્રભુ—ત્હારા ગુણ શું અમે વખાંણિયે જો
અમો માનિયે કહી નહી જાંણિયે—
દયાનાથ—હો—હો—શું અમે વખાણિયે જો.
ઘડી પલ પલમાં વિઘન તરેવાર છે જો,
દિઠાં અણદિઠ સહુ તુંજ તારનાર છે જો;
ન આધાર છે—તમો વિના ઠાર છે—દયાનાથ—શું.
પવન જળનો આધાર દિધો મુક્ત તમે જો,
ધરી કાળજી અમારી બસ હરદમે જો;
વિસાર્યાં અમે—ન તે તમોને ગમે—દયાનાથ—શું.
દુખો ભવનાં તુજ ભક્તતણાં તુંજ હરે જો,
ભુલે તુજને તેના પણ તું હાથ ધરે જો;
કહું શું અરે—ખુબી તહારી ખરે—દયાનાથ—શું.
ગગન કાગલ ને સાગર અડિયા ઠરે જો,
સહુ જુગ જન નિશદિન મળી લખે ખરે જો
જશો તુજ અરે— નહી પુરા તે કરે—દયાનાથ—શું.

જુઓ મુંગો નિજ સ્વપનો કહિ કેમ શકે જો,
કરી ચાળા વર્ણવી જેમ વ્યર્થ થકે જો;
પશૂ સમજકે—દિલે વળી ધક ધકે—દયાનાથ—શું.
નહાની આ મુજ જીભતો અશક્ત ઘણી જો,
સુણો કથણ ફિરોજનું અરે જગત ધણી જો;
કરૂં સુખમણી—સદા સ્તુતી તુજતણી—દયાનાથ—શુ.

---

## કાફી માંડ—ગરબી ૨ જી.

એ સરસ્વતી—તારાં બળથી માનવ કેવી અવધિ કરે;
તુજ અજબ બતી—અંધારાંનાં દુખ ટાળી સુખ નૂર ભરે—૧.
મન શક્તિ બહૂ ખિલવી પાકી—તેં કેળવિયાં માનવ બાકી,
નહિ ભેદ ભરમ રાખ્યા બાકી. ૨.
વિન ટોચ તણો તું પહાડ નરો—વિન હદનો અમૃત નીર ઝરો;
વિન તળિયાંનોજ સમુદ્ર ખરો. ૩.
વાવરતાં ધન વધશે તારૂં—લૂટી ન કરે કોઈ ન્યારૂં;
છે બેહુ જગતમાં ગુણકારૂં. ૪.
તું જ્યાંહ જશે ત્યાં અજવાળું—તોડીને અંધારૂં કાળું;
ખોલી દેશે સુખનું તાળું. ૫.
દોલતને મોંજ સ્વપન માનો—છે દ્રવ્ય ગર્વ આ દુનિયાનો;
પણ વિદ્યા પૂરે અરમાનો. ૬.
મૂવાં મુરદાં પાછાં બોલે—તુંથી જુગના ઢાંકણ ખોલે;
તે જ્ઞાની કાંટે તું તોલે. ૭.
તુંથી તોફાને શાન્ત તરે—બળતા ભ્હાડોમાં નજર કરે;
જન ગગન ચ્હડી નહિ કાંઈ ડરે. ૮.

.ત ના ખેલાની બાજી—દેખાડી રબ કીધાં રાજી;
વ્યાપ્યો ઘટઘટમાં ગાજી. ૯.
તુજ બળથી આકશે બેઠા—વળિ પાતાળે પ્હોંચ્યા હેઠા;
રે ચંદ્ર સુર્યમાં પણ પેઠા. ૧૦.
તું છે તો સહુ રબને લેખે—તેની કુદરતને ઝટ પેખે;
ફીરોજ કહે સુખ પથ દેખે. ૧૧.

---

## ખમાચ જિલ્લો—ગરબી ૩ જી.

દિલમાં દીવો કરો રે દીવો કરો, કુડા ક્રોધ કામને પરહરોરે;—ટેક.
દયા દીવેલ પ્રણાઇયું પ્રેમ લાવો, મહી સુરતી દીવેટ બનાવો;
મહિ બ્રમ અગ્નિ ચેતાવોરે, દિલમાં દીવો કરો રે દીવો કરો. ૧
સાચ દિલનો દીવો જ્યારે થાશે, ત્યારે અંધારું મટી જાશે;
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે, દિલમાં દીવો કરોરે દીવો કરો. ૨.
દીવો અણભે પરગટે એવો, ટાળે તનનાં તિંમર તેવો;
તેને નયણે નરખી લેવોરે, દિલમાં દીવો કરોરે દીવો કરો. ૩.
દાસ રણછોડ ઘર સંભાળ્યું, જડો કુંચી ઊઘડયું તાળું;
થયું ભૂમંડળમાં અજવાળુંરે, દિલમાં દીવો કરો દીવો કરો. ૪.

---

## કાફી—ગરબી ૪ થી.

આજ ફુલ્યો સખી ફાગ વનમાં;
હાંરે જોની ગુલછે ચમનમાં. ૧.
નવ પલ્લવે સર્વ ઝાડો સુશોભી;
ફુલી રહ્યાં ફુલ ઘનમાં. ૨.
આંબે ઝુમખા મ્હોરના નિહાળી;
કોયલ મગન થાઈ મનમાં. ૩.

લાગે લમ્બો દ્રાક્ષ લૂમો માડવે;
ડંડી ગુલાબી પવનમાં.
ફૂલે ભરી ડાળપર પક્ષિ ડાલી;
ગાએછ વનનાં વતનમાં. ૫.
ઠામે ઠામ લખ્ખ મહિમા મનોહર;
હોરી એલની જતનમાં. ૬.
ફીરોજ જેણે ચમન આય દીધું;
તેનાં રહો નિત ભજનમાં. ૭.

---

## સિંધૂરા માંડ—ગરબી ૫ મી.

નિભાવે અમોને ખરે—સદા નેક કરતાર તું;
ગુનાહો વિસારી અરે—લિયે દાદ દાદાર તું. ૧.
ભલી કાલજી તું કરી—સદા નેક કરતાર તું,
વળી દાઝ દિલમાં ધરી—લિયે દાદ દાદાર તું;
કરે આફતો તું સફા—સદા નેક કરતાર તું,
બની નહિ બુરાંપર ખફા—લિયે દાદ દાદાર તું. ૨.
દયા ખાઈ સહુ સાથ છે—સદા નેક કરતાર તું,
નિરાધારને હાથ દે—લિયે દાદ દાદાર તું;
તહારાંજ અમને ગણી—સદા નેક કરતાર તું,
વિસારી કસૂરો ઘણી—લિયે દાદ દાદાર તું. ૩.
અમો કાજ ન્યામત સહૂ—સદા નેક કરતાર તું,
ઉઘાડી જગતમાં બહૂ—લિયે દાદ દાદાર તું;
અમોને અશો જોઈને—સદા નેક કરતાર તું,
રિઝીને દુઆ ધોઈને—લિયે દાદ દાદાર તું. ૪.
સહૂ હાથ જોડી નમી— સદા નેક કરતાર તું,
કહે કે મટાડી ગમી—લિયે દાદ દાદર તું;

ફિરોઝ વિનંતી ભલી-સદા નેક કરતાર તું,
સહુની અરજ સાંભળી-લિયે દાદ દાદાર તું. ૫.

---

## પિલૂ—ગરબી ૬ ઠી.

નાથને નાથને નાથને રે, અમે ભજિયે નિરંજન નાથને—ટેક.
જે બંધાણેલ તે કયમ છોડે,
બીજાના બાંધેલ હાથને રે; અમે ભજિયે. ૧.
મમતા મોહમાં જે ભૂલ્યા ભટકે,
શોધે તે કામના સાથને રે; અમે ભજિયે. ૨.
રોગ અવિદ્યાનો અમને ન આમે,
પીવોછે જ્ઞાનના કવાથને રે; અમે ભજિયે. ૩.
ચૈતન્ય કલ્પતરૂ તજી કયમ ભરિયે,
જૂઠ જડ બાવળે બાથને રે; અમે ભજિયે. ૪.
સચ્ચિદાનંદ કહે બ્રહ્મ વણ બીજી,
અન્ય ન ગાઇએ ગાથને રે. અમે ભજિયે. ૫.

---

## માંડ—ગરબી ૭ મી.

બસ કલજુગ જમાનો-આયો દિવાનો-સાંભળો જરા;
ઝટ કૈં ઓઇ શાનો-રાખે ગુમાનો-આયો. ૧.
સોવાસણ ને કુંવરી-રાખે બોડા હાથ;
ભુંડું માગે ભાવથી-બુરા સગનો સાથ.
કઇ બુઢ્ઢાં જવાનો-અટવાઇ જવાનો.-આયો. ૨.
રાંડી કુંડી ઠાઠમાં-ઠણકારે ઠણકાય;
નહિ વિધવા પરખાય કે-સોહાસણ સમઝાય.
હરપળમાં તુફાનો-જેરી જબાંની-આયો. ૩.

આગળ નાંણું નગદતો—જાતું કન્યા ઠામ;
આજ ભિખારી વર જુઓ—મગે સાંખ્યું દામ.
બસ એ વર શાનો—ઘોઈ પિવાનો—આયો. ૪.
જે કરતા ઘર હાકમી—તે તો થાય ગુલામ;
રાણીજીના રાજમાં—કિમ્મત એજ બદામ.
શુભ છોડી સુકાનો—નિત રેહ છાનો.—આયો. ૫.
જુવાનિયા કઇ બાયલા અભણ આઇતું ખાય;
બુતારા જેવા રહે—પાસ કુવારી થાય.
હુરમતથી બિગાનો—ફેરે તુમાનો—આયો. ૬.
વર ઘર પુત્ર રમાડશે—એવાં લેશે શોંજ;
રંગુન સમ સુણુ નારતો—કરશે વનજ ફિરોજ.
કઇ માંડી દુકાનો—રેસાચ માનો—આયો. ૭.

---

## ભાગ ૨ જો.

### ધનાસરી પિલૂ—ગરીબી ૮. મી.

જન સહુ ઘંટી ફરેછ ઘૂમતીરે લોલ;
કઇ ઉલટી સખિ કઇ સૂલટી. ૧.
જગનાં ઘૂમે સહુનિજ ઢંગમાંરે લોલ;
ટૂટી ફૂટી કેઇ નવરંગમાંરે લોલ;
કઇ છે જડિત કઇ ખૂલતી. ૨.
ખાલી ઘોઘાટ કરે કઇ ફરીરે લોલ,
નિજ જશ ગાએ કર હાથો ધરીરે લોલ;
ડળાણું ડળે બહુજ ફૂલતી. ૩.
ગુપ ગુપ ચાલે કઇ સંસારમાં રે લોલ;

વ્રત શુભ પાળે પર ઉપકારમાંરે લોલ;
હરએ સુઘડ અંગ ઝૂલતી. ૪.
મનાષા ડળનાર લેખ તેતણારે લોલ,
વાચા આસન અનાજ કર્મણારે લોલ,
કઈ ચોકસ વળિ કઈ ભુલતી. ૫.
સવળી તું ચાલ કે જવ ભાંગશેરે લોલ,
લેખું ફીરોજ નાથ માંગશેરે લોલ;
તવ નેંકે ન પડે ડુલતી. ૬.

---

## કાલિંગરો—ગરબી ૯ મી.

તું તો હાલને મારે ક્ષેતર, રેહો કરહણિયા; ટેક.
કરહણિયા મને દરહણ દેજે, હું તો ચ્યારની રહિસું તાચી;
તારે ને મારે હગપણ હાચું, એ તો જાણે જહોદા કાચી;
રેહો કર. ૧
નાહક ઝીમાં મેં તો છીસડોરે રાંધ્યો, મઠ ચોળો મહિ નાંછયો;
આપણ બે ભેળાં બેહીને જમહું, છોરૂ ઊંડાડહે માંછયો;
રેહો કર. ૨
નવા રે ઘઉનો મેં તો પુંખજ પાડયો, ને માળા હેઠળ મુંસ્યો;
તારે માટે અલ્યા કરહણિયારે, મેં તો હળવે રહીને કુંસ્યો;
રેહો કર. ૩
હાંમેરે હેરડ બોરડી પાચી, તેનાં તે મેઠાં બોરાં;
આપણ બે જણાં બોરાંરે વેણહું, છોરૂતે ચારહે ઢોરાં; રેહો કર.૪
મારાં છેતરમાં કારંગડી પાચી, તેની તે લાંબી લાંબી લુંબો;
મારા છેતરમાં સાનો માનો આવજે, રહેરે પાડતો બુંમો;
રેહો કર. ૫

કરહણિયારે મને હેત રાછીને, દાડી દાડી દરહણ દે;
નરસઈયાના સ્વૉમી વેલા પધારી, જોયે તે માઝી લેજે;
રેહો કર. ૬

---

## કાલિંગરો માંડ—ગરબી ૧૦ મી.

સુખી હ્યાં મને નહિ મલ્યું કોઈ;
સહૂ ઠામ ઠામે વળ્યો જોઈ. ૧.
બળે કોઈતો દેહનાં દુઃખ કાજે;
રડે કોઈ લાચાર મોટે અવાજે;
જલે પરસુખો મ્હોઈ. ૨.
ખમે કોઈ ધનવાન જુલમો કુપુતના,
કરે શેઠિયા આરતા કોઈ પુતના;
રડે કોઈ પુત ખોઈ. ૩.
પુરાણાં પાપથી કોઈતો બળેછે,
દિશેછે સુખી પણ ભિતર દિલ જલેછે;
સુખી કે'છ હર કોઈ. ૪.
સગાં સ્નેહિ વેરી, પડોશી કલેશી,
વિના ઉદ્યમે તરફડે કોઈ બેશી;
કજરાથી કોઈ રોઈ. ૫.
બળે કોઈ પ્રિતનાં ગુપત આગ બાંણે,
બુરાં સ્ત્રી, ધણીનાં દુખો કોણ જાંણે;
ખમે કોઈ બદગોઈ. ૬.
સુખી ભ્યાર હ્યાં નહિ કોઇને જુવોછો,
અરે કે'છ ફીરોજ શાના રૂવોછો;
ઉડો આંસુઓ ધોઈ. ૭.

---

## જોગિયા માંડ—ગરબી ૧૧ મી.

પણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૈકાળ;–ઘડપણ કેણે. ૧
ઉમર તો ડુંગર થયારે, પાદર થયાં પરદેશ;
ગોળીતો ગંગા થઇરે, અંગે ઉજલા થયા છે કેશ;–ઘડપણ કેણે. ૨
નોતું જોઇતું તે શીદ આવિયુંરે, નોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવાં થયાંરે, કહેશે ખુણે ઢાળો એની ખાટ,
ઘડપણ કેણે. ૩
નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ;
રોજ ને રોજ જોઇએ રાબડીરે, એવી બળીરે ઘડપણની એ
ટેવ–ઘડપણ કેણે. ૪
આંખેતો સૂજે નહિરે, થરથર ધ્રૂજે કાય;
ખાધું તો અન્ન પચે નહિરે, વળી બેઠાં તો નવ રહેવાય;
ઘડપણ કેણે. ૫
પ્રાતઃ કાળે પ્રાણ માહરારે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહેછે મરતો નથીરે, તને બેશી રહેતાં શું થાય;
ઘડપણ કેણે. ૬
દીકરા તો જુંજવા થયારે, વહુઅર દેછે ગાળ;
દીકરિયોને જમડા લેઇ ગયારે, હવે ઘડપણના શારે હવાલ;
ઘડપણ કેણે ૭
નવ નાડિયો જુંજવી પડીરે, આવી પોહોચ્યો કાળ;
બઇરાં છોકરાં ફટ ફટ કરેરે, નાનાં મોટાં મળી દેછે ગાળ;
ઘડપણ કેણે. ૮
આવી વેળા અંતકાળની ત્યારે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળી એથી છોડી વાંસળીરે, તેણે લેઈ લીધી તેણી વાર;
ઘડપણ કેણે ૯

એવું જાણી સઉ હરિ ભજોરે, સાંભળજો સહુ માણ્ય;
પરઉપકાર કરી પામશોરે, જે કાંઇ કીધું હશે જમણે હાથ;
ઘડપણ કેણે.

એવું નફટ છે આ વૃધપણુંરે, મુકી દો સૌ અહંકાર;
ધર્મના સત્ય વચન થકીરે, મહેતા નરસઇ ઉતરો ભવપાર;
ઘડપણ કેણે. ૧૧.

---

## ભૈરવી—ગરબી ૧૨ મી.

પધારિયા ભલે શાહજાદા હિન્દૂસ્થાનમાં;
હાંરે-પ્રિન્સ આલ્બર્ટ વિકટર વય જવાનમાં—૧
અરસ પરસ સ્નેહ સરસ દરસથી સુધારિયો,
નજરથકી જોઇને વિચાર શુભ વધારિયો;
હાંરે-હિન્દ ફરી આજ ગાજી ગુજતાનમાં—૨
શ્હેર શ્હેર રાગ રંગ ખૂબ કરી ગાજિયાં;
લંક રોશની કરી નિશે બહૂ બિરાજિયાં;
હાંરે-અજબ ધામધૂમ ગજબ બિયાબાનમાં—૩
ભાઈ, બેન, માત, પિતા સાથ તો બપાઇને,
રાજ કુટુંબી સહુને મળો તમે જાઇને;
હાંરે-સુઃખ ચેન સાથ પોંહચો મકાનમાં—૪
જીવજો તમે સહૂ સદૈવ શાન્તિમાં બહૂ,
હિન્દની ભલી મુરાદ સફળ આ થજો સહૂ;
હાંરે-આશિષો દિયે ફિરોજ વિમળ ધ્યાનમાં—૫